પ્રથમ પુષ્પ.

ૐ

શ્રી સરસ્વત્યૈ નમઃ



# મનુષ્યપ્રતિ–પરમાત્માનો

# ◎ અનન્ત ઉપકાર ◎


વ્યાખ્યાન વાચસ્પતિ

શ્રીમાન્ સ્વામી શંકરાનન્દ સર[illegible]ી


વ્યાખ્યાનમાલા


મુ. શ્રી ડાકોરક્ષેત્ર, શ્રીસરસ્વતીદેવી આશ્રમ સ્ટેશનરોડ

# —: આયુષ્ય વિભાગ :—



आयुर्वर्ष शतं नृणां परिमितं, रात्रौ तदर्धंगतं
तस्यार्धस्य परस्यचार्धमपरं बालत्व वृद्धत्वयोः ।
शेषं व्याधि वियोग दुःख सहितं, सेवादिभिर्नीयते
जीवे वारि तरंग चंचलतरे सौख्यं कुतः प्राणिनाम् ॥

आयुः क्षण लव मात्रं न लभ्यते हेम कोटिभीः क्वापि।

આયુષ્ય એક એસી વસ્તુ હૈ જો કિ કરોડોં સુવર્ણ મોહર દેને સે ભી પ્રાપ્ત નહીં હો શકતી.

TIME IS MONEY.

ઉપર કે શ્લોક મેં મહારાજ ભર્તુહરિ જો કહતે હૈં વહ સૌ વર્ષ કી આયુષ્ય કે પ્રમાણ સે હૈ। પરંતુ વર્તમાન સમય મેં ઘોર પાપાચાર વ અયોગ્ય વર્તન સે અપની આયુષ્ય અબ કરીબન ૬૫ વર્ષકી રહ ગઇ હૈ, જિસકા હિસાબ નીચે દીયે હુએ પ્રમાણ સે હોતા હૈ:—

૧ બાલ્યાવસ્થા—પાંચ વર્ષ તક.

૨ **નિદ્રા**—પ્રતિ દિન આઠ ઘંટે કે હિસાબસે અપની આયુષ્ય કે ૨૦ વર્ષ જાતે હૈં।

૩ **વિદ્યા**—પાંચ વર્ષ કી અવસ્થા સે ૨૫ વર્ષ કી ઉમર તક પ્રતિ દિન દશ ઘંટે કે હિસાબ સે આઠ વર્ષ ચાર મહિના।

૪ **વ્યાપાર નૌકરી**—પચીસ વર્ષ સે ૬૦ વર્ષ તક પ્રતિદિન આઠ ઘંટે કે હિસાબ સે ૧૧ વર્ષ ૮ મ૦ જાતે હૈ।

૫ **શૌચક્રિયા**—પ્રતિ દિન આધ ઘંટે કે હિસાબ સે ૬૫ તક આયુષ્ય કા એક વર્ષ તીન માહ જાતા હૈ।

૬ **દંતધાવન**—પાંચ સે ૬૫ વર્ષ કી અવસ્થા તક પ્રતિ દિન દશ મિનટ કે હિસાબ સે આયુષ્ય કે પાંચ મહિના જાતે હૈ।

૭ **સ્નાન**—પ્રતિદિન આધ ઘંટે કે હિસાબ સે આયુષ્ય કે એક વર્ષ તીન મહિને જાતે હૈ।

૮ **ભોજન**—પ્રતિ દિન એક ઘંટે કે હિસાબ સે કુલ આયુષ્ય કે દો વર્ષ છે મહિના જાતે હૈ।

૯ **ઘુમના ફિરના**—વાતચીત નાટક તમાશા વ કોરી ગપ્પોંમે પ્રતિ દિન ઢાઇ ઘંટે કે હિસાબ સે અપની આયુષ્ય કે છે વર્ષ તીન મહિને જાતે હૈ।

૧૦ **રોગ**—ઇસ મેં ભી પ્રતિ દિન ઘંટે કે હિસાબ સે પાંચ વર્ષ જાતે હૈ।

૧૧ **ગૃહકાર્ય**—પચીસ કી અવસ્થા સે ૬૫ કી અવસ્થા તક પ્રતિ દિન દો ઘંટે કે હિસાબ મે તીન વર્ષ ચાર મહિના ચલે

જાતે હૈ ।

ઇસિ પ્રકાર સે કુલ અવસ્થા કેવલ સાંસારિક પ્રપંચોં મેં વ મૌજ-મજો મેં ચલી ગઇ.

મેરે પ્યારે ભાઇઓ !! ઇસસે અબ વિચાર કીજીએ, કિ યદિ પરમાત્મા કા ભજન દશ વર્ષ કી અવસ્થા સે ૬૫ વર્ષ તક પ્રતિ દિન આધા ઘંટા હી કરેં તો કેવલ એક વર્ષ પંન્દ્રહ દિન અપની આયુષ્ય કે પરમાત્મા કે ભજન કીર્તન સ્મરણ પૂજનાદિ મેં આવેં તો અપની સમસ્ત આયુષ્ય સુફલ હો શકતી હૈ । નહીં તો સંપૂર્ણ આયુ વ્યર્થ હી ચલી આવેગી ।

આપ લોગોં કા શુભચિંતક

**શ્રી ડાકોર ક્ષેત્ર નિવાસી વ્યાખ્યાન વાચસ્પતિ શ્રીમાન્ સ્વામી**

**શંકરાનન્દ સરસ્વતી સનાતન ધર્મોપદેશક.**





॥ श्री गणेशाय नमः ॥

## મનુષ્ય પ્રતિ પરમાત્માનો અનંત ઉપકાર

यथा धूमेनाग्निं ह्यनुमितिपदं तर्करसिको ।
घनोन्नत्या वृष्टिं घटपटमठैश्चापि रचकम् ॥

तथानन्तां दृष्ट्वा नरपशुलताद्यैश्च सहितां ।
त्रिकालाबाध्यां तेऽनुमिति मपि कार्यात् कथयति ॥

અર્થઃ—તર્ક કરવા વાળાઓ જેવી રીતે ધુમાડાને જોઇને અગ્નિનું, આકાશમાં વાદળાંને જોઇને વૃષ્ટિનું, ઘડાને જોઇને કુંભારનું કપડાને જોઇને વણકરનું, અને મઠ ( મકાન ) ને જોઇને મિસ્ત્રીનું અનુમાન કરે છે. તેવી રીતે નર, પશુ, લતા વિગેરે વાળી અનંત સૃષ્ટિ રૂપ કાર્યને જોઇને તેને રચનાર ત્રિકાળથી અબાધિત એવા પરમાત્માનું વર્ણન કરે છે.

આ સંસારની વિચિત્ર રચનાઓને જોઇને મોટા મોટા વિદ્વાન્ તત્વ જ્ઞાનિઓ ( Philosophers ) અને યોગી મહાત્માઓ ચકિત થાય છે; તથા મહારાણી પ્રકૃતિદેવીના આ સર્વ સૌંદર્ય વિશ્વની

અપૂર્વ રચનાઓના તત્વને સમજવાને હજારો વર્ષોથી પ્રયત્ન કરે છે, છતાં તેની સામાન્ય રચનાઓ પણ તેમના સમજવામાં પુરી રીતે આવી નથી.

( **अघटित घटना पटीयसिमाया** ) જે ઘટના સમજવામાં ન આવે તે ઘટનાઓને પ્રત્યક્ષ કરીને દેખાડવી એ પ્રકૃતિદેવીનું મહાન્ કાર્ય છે. ઉદાહરણઃ—એક વડના ઝાડનું બીજ જો કે ખસખસના દાણાથી પણ નાનું છે તો પણ તેની અંદર ભવિષ્યમાં થનારૂં એક વિશાળ અને અનંત વટ વૃક્ષ, તેનાં દરેક અંગો જેવાં કે મૂળ, થડ, ડાળીઓ, પાન, ફુલ, ફળ વિગેરે સહિત સંપૂર્ણ રૂપે સમાયલું છે. ક્યાં તે મહારાણી પ્રકૃતિદેવીની વિશાળ વિશ્વની રચનાઓનું તત્વ ને ક્યાં મનુષ્યની સામાન્ય ભૌતિક પદાર્થો-જેવા કે આગગાડી, તાર, મીલ, ફોનોગ્રાફ, વાયરલેસ, ટેલીગ્રાફી વિગેરે યંત્રોની રચના !

પ્યારા બંધુઓ ! આ મનુષ્યની રચનાઓને જોઈને તમો આશ્ચર્યના સમુદ્રમાં ડુબો છો ? અફસોસ ! મારે દુઃખ સાથે કહેવું પડે છે કે આ મનુષ્યની રચનાઓ મહારાણી પ્રકૃતિદેવીની સિંધુરૂપ કારીગરીનું એક બિંદુ માત્ર પણ નથી. અહીં કોઇ એવી શંકા કરે કે જો મહારાણી પ્રકૃતિદેવીથી આ આખું જગત ઉત્પન્ન થયું છે તો પછી આપણે જેને ચૈતન્ય, પરમ બ્રહ્મ, પરમાત્મા, અયોનિ, અજન્મા, કુટસ્થ, નિત્ય, શુદ્ધ બુદ્ધ, મુક્ત, નિર્વિકાર, નિરંજન, નિરાકાર, સર્વ વ્યાપક અને સર્વાધાર વિગેરે અનેક વિશેષણો યુકત વર્ણવીએ છીએ તે બ્રહ્મની ઉપાસના, પૂજન, ભજન વિગેરે કરવાની શી જરૂર છે ? તેનો જવાબ એ છે કે ગીતાજીમાં " **मयाध्यक्षेण**

प्रकृतिः सूयते सचराचरम्" એ પ્રમાણે કહેલું છે તે પ્રમાણે જો કે મહારાણી પ્રકૃતિદેવીમાં આ જગત રચવાની શકિત છે, તો પણ પરમાત્માના અધ્યક્ષપણા અર્થાત પ્રેરણા સિવાય તેનાથી કંઇ થઇ શકતુ નથી. જેમ માટીમાં ઘડો બનવાની શકિત છે, પણ માટી પોતે પોતાની મેળે ઘડો બનાની શકતી નથી; તેવી રીતે વિશ્વ નિયંત્રી જગદંબા મા જગત ઉત્પન્ન કરવાની સંપૂર્ણ શકિત રૂપે રહેલી છે, તથાપિ પરબ્રહ્મ પરમાત્માની પ્રેરણા સિવાય કાંઇ પણ કરી શકતી નથી.

મારા પ્યારા બંધુઓ ! તે દયાળુ પરમાત્માના આપણાં ઉપર શું શું ઉપકારો છે તેનો વિચાર કરવામાં આપણા અનંત જન્મો વિતી જાય તો પણ તે બધા ઉપકારોના તત્વ આપણાથી જાણી શકાય તેમ નથી. દ્દષ્ટાંત-તમારૂં આ રમણીય સુંદર શરીર જે ઇંદ્રવત્ પ્રભાવશાળી જોવામાં આવે છે તે શરૂઆતમાં તમારી માતાના ગર્ભમાં દુર્ગંધી યુકત જલવત્ બિંદુ રૂપ પડેલું હતું. તે બિંદુ શું છે તે આપ જાણો છો ? જો કદાચ તે બિંદુ હાથને લાગ્યું હોય તો માટીથી દશ વખત ધોવા છતાં પણ તેની દુર્ગંધી જાય તેવું નથી. આ જલ બિંદુ આપના શરીરની ઉત્પત્તિનો કારણભૂત દ્રવ્ય પદાર્થ છે. એ જલબિંદુમાં તમારા ભવિષ્યના સુંદર શરીરના સંપૂર્ણ અવયવો પૂર્ણરૂપથી રહેલા છે. ચેલેંજ ( Challenge ) દઇને ભૌતિક પદાર્થના નિયંતા, મોટા મોટા ડાકટરો અને તત્વ જ્ઞાનિઓ (Philosophers) ને કહું છું કે આ જલ બિંદુમાં મહાત્મા મનુષ્યના શરીરના સંપૂર્ણ અવયવો કેવી રીતે ભરેલા છે તે મને પ્રત્યક્ષ

કરીને બતાવો અથવા પૂર્વોકત સુંદર શરીર તે જલબિંદુમાં રહેલું છે તેનું પૃથકકરણ કરીને સ્પષ્ટ રીતે સમજાવો. મારે અફસોસ સાથે કહેવું પડે છે કે અજ્ઞાનિ લોકો પરમાત્માની પૂર્વોકત અપૂર્વ રચનાઓને ન સમજતાં અજ્ઞાનિ લોકોના ભૌતિક પદાર્થોની રચનાઓને જોઇને આશ્ચર્ય પામે છે. આહા ! આ કેવી શોકજનક વાત છે કે આપણી ઉપર પરમાત્માના અનંત ઉપકાર છતાં તેની કૃતજ્ઞતા ન બતાવતાં ઉલટાના દીન પ્રતિદીન પરમાત્માથી વિમુખ થઇને સંસારમાં અનેક પ્રકારનાં કષ્ટ ભોગવીને અંતે મહા ઘોર નરકમાં પડીએ છીએ !

વ્હાલા બંધુઓ ! આપ જ્યારે સંસારીક બાબતોમાં તર્ક કરવા બેસો છો ત્યારે દેવતાઓના ગુરૂ તર્ક વાચસ્પતિ બૃહસ્પતિ મહારાજ પણ તમારી સામે શીર નીચું કરીને બેસે છે. તો તમારી તે તર્ક શકિત કયા પર્વતની ગુફામાં છુપાઇ ગઇ છે કે, જેથી આ પરમાત્માની અપૂર્વ કારીગરી તરફ તમારૂં ધ્યાન ન દેતાં, સંસારના સામાન્ય વિષય તથા મોજમઝાના પદાર્થોમાં ફસાઇને, આપનો આ ઉત્તમ મનુષ્ય જન્મ, જે પરમાત્માની અપૂર્વ રચનાનો એક ઉત્તમ નમૂનો છે, તેને તમે અજ્ઞાનતાથી ન સમજીને વ્યર્થ ગુમાવો છો ? ઉદાહરણ-જો કોઇ એક બાળકને અમુલ્ય રત્ન આપ્યું હોય, તે તેની કીંમત ન સમજતાં અજ્ઞાનતાથી તે બહુ મુલ્ય રત્નને પાણીમાં ફેંકી દે; તો તે બાળકને આપણે મહા મૂર્ખ કહી શકીયે છીએ. એવી રીતે અમુલ્ય રત્નથી પણ વિશેષ કિંમતી તમારૂં એ મનુષ્ય જીવન, જેને પરમાત્માએ પોતાની અપૂર્વ શકિતથી નિર્માણ કર્યું છે, તેને સંસારની તુચ્છ. વિષય વાસના અને પ્રપંચની અંદર વ્યર્થ ગુમાવી

દો; તો તમે કેવા ગણાઓ તેનો વિચાર તમે પોતે કરી લેજો. એ શિવાય આપણા શરીરની રક્ષાને માટે તેમણે કેવી યોજના અને વિચારો કર્યા છે. જે વખતે આપણે આપણી માતાના ગર્ભની બહાર આવીએ છીએ અને અસહાય સ્થિતિમાં ભૂમિપર પડી રહીએ છીએ અને કોઇપણ પ્રકારથી આપણું રક્ષણ કરવાને અસમર્થ હોઇએ છીએ; તે સમયે પરમાત્માએ તેમની શકિતથી બે રબરની શીશીઓ —અર્થાત આપણી માતાનાં સ્તન–આપણા જન્મતા પહેલાં ઉત્પન્ન કરીને આપણી રક્ષા કરેલી છે, આ શીશીઓની અંદર અમૃતમય અમૃતબિંદુની અખંડ ધારાનો પ્રવાહ વહાવ્યો છે. આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે તે અમૃતમય બિંદુની ધારા શી વસ્તુની બનેલી છે, તે વસ્તુ શું છે તે આપ જાણો છો ? તે વસ્તુ જેને જોવા માત્રથી ઘૃણા ઉત્પન્ન થાય એવું આપણી માતાનું અપવિત્ર રૂધિર છે. તેને અપૂર્વ કારીગર, સર્વ શકિતમાન, પરમાત્માએ બનાવ્યું છે. પ્યારા ! તેમાં કેવું યંત્ર ગોઠવ્યું છે કે જેનાથી તે અપવિત્ર રૂધિરનો લાલ રંગ તથા દુર્ગંધ ઉડી જાય છે અને પુનઃ તેમાં શ્વેત રંગ પ્રગટ થાય છે અને તે મિષ્ટત્વ ધર્મવાળું અર્થાત તેમાં કોઇએ સાકર મેળવી હોય તેવું બની જાય છે તથા કોઇએ સ્ટવથી ગરમ કર્યું હોયે તેવી રીતે તેનો અખંડ અમૃતમય પ્રવાહ વહેવા લાગે છે. અ હા હા ! આ પરમાત્માની વિશાળ અને અપૂર્વ શકિતનો નમુનો નહિ તો બીજું શું ? આથી વિશેષ શું લખવું ? જેને જગતના મોટા મોટા ડાકટરો પણ નહિ સમજી શકે, તેના તરફ આપ બિલકુલ ધ્યાન દેતા નથી. કેવળ કુદરત કહેતાં પરશિયન

શબ્દ અથવા નેચર (nature) કહેતાં ઇંગ્લિશ શબ્દ કામમાં લાવો છો. આસ્તિક લોક તેને સર્વ શકિતમાન પરમાત્મા કહીને આપણા રક્ષક પિતા તરીકે માનીને પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરે છે. કોઇ આસ્તિક સુમધુર શ્લોકથી પરમાત્માનું કેવું વર્ણન કરે છેઃ—

कार्चिन्त ममजीवने यदि हरिर्विश्वंभरो गीयते ।
नोचे दर्भकजीवनाय जननीस्तन्यंकथं निःसरेत् ॥
इत्यालोच्य मुहुर्मुहुर्यदुपते लक्ष्मीपते केवलम् ।
त्वत्पादांबुजसेवनेन सततं कालो मया नीयते ॥

અર્થ:—જો સકળ વિશ્વનું ભરણ પોષણ કરનાર શ્રી હરિ છે, તો પછી મને મારા જીવનની શી ચિંતા છે? જો તેમ ન હોય તો નાના બચ્ચાના જીવનને માટે માતાના સ્તનમાં દુધ શા માટે પ્રગટ થાય છે? આ પ્રમાણે જોઇને, હે યદુપતિ! લક્ષ્મી પતિ! હું કેવલ તમારાં પાદાંબુજનું વારંવાર સેવન કરીને મારો સર્વ કાળ વ્યતીત કરૂં છું. એવી રીતે પરમાત્મા પણ પ્રતિજ્ઞા કરીને કહે છે કે 'अहंगर्भेषु भोजनं ददामि' અર્થાત અરે જીવ! હું તને ગર્ભમાં પણ ભોજન આપું છું એટલું જ નહિ પણ જેમ જેમ આપણે મોટા થતા જઇએ છીએ તેમ તેમ પરમાત્મા ઉત્તમોત્તમ ભોજન મેવા, મિષ્ટાન્ન, ફળ ફુલ, દુધ, ઘૃત, સાકર વિગેરે જેના વિના આ-પણું જીવન થોડો સમય પણ ન રહી શકે તે વિના મુલ્ય પ્રદાન

કરે છે. જે સમયે વર્ષાઋતુ આવે છે ને જગતના લોક ચારે દિશામાં ખેતીવાડીનાં કામ કરે છે, તે સમયે પરમાત્મા જલનું વર્ષણ ન કરે તો આ દુનિયામાં કેવી ભયંકર સ્થિતિ ઉત્પન્ન થાય ને પ્રાણી માત્રની શું દશા થાય ? તે સમયે પરમ દયાળુ પિતા, પરમેશ્વર કિચિંત્ માત્ર વિલંબ ન કરતાં શીઘ્રતાથી પોતાની કરૂણામય પ્રેમ ધારાથી જલનું વર્ષણ કરીને સંપૂર્ણ જગનના જીવોને તૃપ્ત કરે છે; તથા પ્રાણી માત્રની પ્રતપ્ત દાવાનળને શાંત કરી ચારે દીશામાં શાંતિનું સામ્રાજ્ય પ્રસારીને જીવોને આનંદસાગરના મોજાંમાં આનંદીત કરીને અનંત સુખનો અનુભવ કરાવે છે.

પ્રિય બંધુઓ ! જે સમયે પ્રખર સુર્યના તાપથી જીવન તાપીત થઇને વ્યાકુલ બનીને ઇતસ્તતઃ ભ્રમણ કરે છે, તે સમયે કૃપાળુ ઇશ્વર શિતળ, સુગંધ તથા મંદ પવન વહાવીને હરેક પ્રાણી માત્રને જીવનદાન કરે છે. વળી જે સમયે રાત્રિના અંતમાં અંધકારની ઘોર ઘટા ચારે દિશાઓમાં છવાયેલી હોય છે, તે સમયે પૂર્વ દિશામાંથી કોટી દીપક રોશીના એક પ્રજ્વલિત જ્વાલામય અનંતકીરણ સમુહનો પ્રચંડ દૈવી દીપક પ્રગટ થાય છે, તે સમયે સર્વ પ્રાણી નિદ્રાદેવીની ગોદમાંથી ઉઠી આનંદથી પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થાય છે.

પ્રિય પાઠક ! પરમાત્માએ આપણને ભારતવર્ષ જેવી જન્મ ભૂમિ આપી છે. જગતના બીજા સર્વ દેશો ભોગ ભૂમિ છે; પણ ભારતવર્ષ એ એકજ કર્મભુમિ છે. એટલુંજ નહિ, પણ તે સુજલા, સુફલા, શસ્ય, શ્યામલા છે. તેમાં સર્વ પ્રકારના પાક, સર્વ પ્રકારનાં

ફુલ તથા સર્વ પ્રકારના મેવા આદિક ઉત્પન્ન થાય છે, એટલુ જ નહિ પણ:—

“ यह वोह ऋषियोंकी भूमि है, जहां कंचन वरसतेथे;
विदेशी लोक सुन सुनकर, दर्शनको तरसतेथे.”

આ ભારતવર્ષમાં જગતગુરૂ મહર્ષિ લોક ઉત્પન્ન થતા હતા, જે સમસ્ત સંસારના સમાજની સુધારણા સાથે નાના પ્રકારની વિદ્યા દાન કરતા હતા. રત્નગર્ભા ભારતભૂમિ, મહારાણી પ્રકૃતિદેવીની સર્વાંગ સુંદર, સૃષ્ટિ સૌંદર્ય, પૂર્ણરૂતુ, પૂર્ણશોભા યુકત, આધિ દૈવિક સૃષ્ટિ, આધિ ભૌતિક સૃષ્ટિ, આધ્યાત્મિક સૃષ્ટિ તથા સંપૂર્ણ મહાપવિત્ર ભૂમિ છે. કોઈ એક મહાત્માએ સત્ય જ કહ્યું છે કે:—

मम्ये विधात्रा जगदेक काननं, विनिर्मितं वर्षमिदं सुशोभनं ।
धर्मास्यपुष्पाणि कियंति यत्रवै, कैवल्य रूपंच फलं प्रचीयते ॥

અર્થ:—આ ભારત ભુમિ ભગવાન વિધાત્રાનો, સંપૂર્ણ સૌંદર્ય યુકત બગીચો છે, જ્યાં ધર્મરૂપી ફુલ અને મોક્ષ રૂપી ફળ ઉત્પન્ન થાય છે.

એવી સર્વાંગ પૂર્ણ ભૂમિમાં જન્મ થવો એ મહત પૂણ્યનું ફળ છે. આપણો જન્મ મલેચ્છાદિ ભૂમિમાં ન દેતાં, મહા પવિત્ર, મહા તિર્થયુકત, પવિત્ર સલિલા ગંગા, યમુના, સરસ્વતી, ક્ષિપ્રા, કાવેરી તથા નર્મદા આદિ નદીઓના તટ તથા પવિત્ર ક્ષેત્ર કાશી,

મથુરા, અયોધ્યા તથા પ્રયાગાદિ વાળા દેશમાં આપીને પરમાત્માએ આપણા પર જે મહાન ઉપકાર કર્યા છે તેનું વર્ણન આપણાથી થઇ શકતું નથી. સાક્ષાત મોક્ષના દ્વાર પર લાવીને છોડી દીધા છે.

પ્રિય બંધુઓ ! સર્વ-શકિતમાન પરમાત્માનો આપણા પર કેટલો મહત ઉપકાર છે ! આપણે તેને ભુલી જઇને, ' **किंकर्त्तव्य विमूढ** ' થઇને. આપણા સત્ય ઉપદેશને વિસરી જઇને પરમાત્માથી વિમુખ થઇને મહાન્ અપરાધના ભાગી થઇએ છીએ.

પુનઃ આપણા શરીરના નિર્વાહને માટે દયાળુ પરમાત્માએ આપણને ત્રણ ડાકટર, એક આસીસ્ટન્ટ ડાકટર, એ કંપાઉન્ડર તથા એક ટેલીફોન માસ્તર આપ્યા છે. પહેલો ડાકટર કોણ છે ? તેનું નામ મિ. નેત્રચંદ્ર છે. તે આપણને હમેશાં રસ્તો બતાવે છે તથા કુવા, વાવ, ઉંચી નીચી જમીન, ઝાડ, કાંટા, દિવાલ વિગેરે જે જે વસ્તુથી હાનિ થાય તે સર્વથા રક્ષા કરે છે. જે સમયે આપણે ભોજન કરવા બેસીએ છીએ અને આપણી સામે સર્વ સુંદર પદાર્થ યુકત ભોજન દ્રવ્ય આવે છે, તે સમયે સર્વથા પ્રથમ શ્રીમાન ડાકટર નેત્રચંદ્રજી મહારાજ આપણા તે ભોજન દ્રવ્યની તપાસ (Enquiry) કરે છે; અને તેમાં જો કોઇ હાનિકારક અયોગ્ય દ્રવ્ય પડયું હોય તો સર્વથી પહેલું આસિસ્ટન્ટ ડાકટર મિ. મણીરામ ભાઇને તેનો રીપોર્ટ કરે છે. એટલે આસિસ્ટન્ટ દાકટર સાહેબ મિ. હસ્તારામ કંપાઉન્ડરને આજ્ઞા કરે છે જેથી તે શીઘ્ર આળસ રહિત થઇને જે હાનિકારક અયોગ્ય પદાર્થને બહાર કાઢીને ફેંકી દે છે.

પુનઃ અપને એ ડાકટર સીનેમા, નાટક, સરકસ અને અનેક પ્રકારના સૃષ્ટિ સૌંદર્યનાં દર્શન કરાવે છે. બીજો ડાકટર મિ. નાસિકાદત્તજી છે. તે સુંધવા સબંધી જેટલું કાર્ય છે તેટલું કાર્ય આળસ રહિત થઇને કરે છે. જે વસ્તુની દુર્ગંધ લેવાથી આપણુને હાનિ પહોંચે તે વસ્તુનો ત્યાગ કરાવે છે; અને જે વસ્તુની સુગંધી લેવાથી શરીરની આરોગ્યતા, કુશળતા અને આનંદદાયકતા થાય તે વસ્તુ ગ્રહણ કરવાને આપણા જીવનને દીર્ઘાયુષ બનાવે છે. ત્રીજો ડાકટર મિ. જીહવારામ છે. તે હંમેશાં અમારા શરીરરૂપી ગોદામની અંદર ભોજન દ્રવ્યરૂપી માલને સ્વાદરૂપી તપાસ (Inquiry) દ્વારા, જેમકે આ પદાર્થ ખાટો છે, તીખો છે, મધુર છે, હૃદય ગ્રાહ્ય છે, પુષ્ટિકારક છે કિંવા હાનિકારક છે કે કેમ, સેવક ટેલીફોન માસ્તર દ્વારા શરીરની અંદર જવા દે છે. ચોથો સેવક ટેલીફોન માસ્તર તે મિ કર્ણદત્ત છે. તે હંમેશાં શબ્દોને સાંભળીને આસિસ્ટન્ટ ડાકટર મિ. મણિરામભાઇની પાસે મોકલે છે. એવી રીતે એ મણિરામ ભાઇને આધિન રહીને હસ્તારામ, ચરણદાસ, વિગેરે આપણા સેવકો આળસ તથા પ્રમાદ રહીત થઇને હંમેશા આપણી શરીરની સેવા કર્યા કરે છે. ઉપરોક્ત ડાકટર તથા સેવકોમાંથી કોઇ પણ માંદા પડી જાય અર્થાત્ નેત્ર, કર્ણ જીભ્હા, નાસિકા વિગેરે બગડી જાય તો આપણા શરીરમાં કેટલું ભયંકર પરિણામ ઉપસ્થિત થાય ? તેને સુધારવાને પણ દયાળુ પરમાત્માએ કેટલી બધી ઔષધીઓ આપી છે, તેનો પાર નથી.

પ્યારા પાઠકો ! પરમાત્માના અનંત ઉપકારનો બદલો આપવો

તે આપણી મહાન ફરજ છે. દુનિયાનો એવો નિયમ છે કે કોઇ પણ માણસ કોઇને એક મુષ્ટિકા અન્ન, જળ અથવા નોકરી વિગેરે આપે છે તેનાં આપણે ઘણાં ગુણ ગાન કરીએ છીએ. એટલુંજ નહિ પણ તેના પ્રતિ માન દૃષ્ટિથી જોઇને તેને આધિન રહીએ છીએ. તો જે પરમાત્મા જન્મથી લેઇ મરણ પર્યંત અનેક પ્રકારનાં ભોગ્ય દ્રવ્ય, જીવન દ્રવ્ય, કે જેના સિવાય દુનિયામાં પાંચ મિનિટ પણ ટકી શકીયે નહિ તેવા પદાર્થ વિના મુલ્ય પ્રદાન કરે છે. તેના તરફ આપણે કેટલી કૃતજ્ઞતા બતાવવી જોઇએ? તેની આજ્ઞાનું પાલન કરવુ જોઇએ, તથા વર્ણાશ્રમ ધર્મપાળીને વેદશાસ્ત્રોના નિયમાનુસાર ચાલવું જોઇએ ?

ભક્તિ એટલે શું? પરમાત્માની આજ્ઞા પાલન કરવી એટલે ભક્તિ કહેવાય સંક્ષેપમાં કહું છું કે, વેદશાળા, સંસ્કૃત પાઠશાળા, ગૌશાળા, વિધવાશ્રમ, અનાથાશ્રમ, વિગેરે સ્થાપવાં તથા આપણા ધર્મમાંથી વટલાઇ બીજા ધર્મમાં જતા આપણા બંધુઓની રક્ષા કરવા વિદ્વાન્ સંન્યાસી, બ્રાહ્મણદ્વારા દેશમાં ધર્મનો પ્રચાર કરાવવો, વિદુષી સ્ત્રીઓ દ્વારા સ્ત્રી સમાજમાં સુધારણા કરવી, જ્યાં ત્યાં સનાતન ધર્મની સભાઓ સ્થાપવી, જગતની અંદર જેટલા કુ-રિવાજ જેવા કે બાળલગ્ન, વૃદ્ધલગ્ન તથા પ્રેત ભોજન જેવાં અયોગ્ય જ્ઞાતિભોજન વિગેરેનો તિરસ્કાર કરીને પરમાત્માની આજ્ઞાનુરૂપ વેદ શાસ્ત્રાનુસાર

ચાલીને પોતાનું ધાર્મિક જીવન ગાળીને આ પરમાત્માની અપૂર્વ કિર્તિરૂપ મનુષ્ય જીવન સફળ કરીને જીવન વ્યતિત કરવું એજ પરમાત્માની સત્ય ભકિત છે. કેવળ મંદીરમાં જઇને માળા ફેરવવાથી કંઇ વળશે નહિ. જે લોકો ઉપરોકત આજ્ઞાને ઉલ્લંઘીને માત્ર બાહ્ય આડંબરમાં ફરયા રહેશે તેમનું કલ્યાણ થવાનું નથી.

દૃષ્ટાંતઃ—એક મહાત્માની પાસે કુતરો રહેતો હતો. ત્યાં એક રાજાએ આવીને મહાત્માને પ્રશ્ન કર્યો કે **"तुम अच्छे के कुत्ता अच्छा"** એટલે મહાત્માજીએ ગંભીરપણે વિચાર કરીને કહ્યું, કે **"हमारेसे लाख दरजे कुत्ता अच्छा है;** કેમકે તેને પણ ચાર ત્રણ ચાર દિવસનો સુકો ટાઢો રોટલો આપું છું તે ખાઇને રાતે મારા મઠની રક્ષા કરે છે, હું જ્યાં જાઉં છું ત્યાં પાછળ પાછળ આવે છે, તથા મારા તરફ પ્રેમ દૃષ્ટિથી જુએ છે અને મને દેખીને આનંદથી પૂંછડી હલાવે છે, એ પ્રમાણે મારી તરફ ગમે તે પ્રમાણે યથાશકિત વર્તન કરે છે. એટલુંજ નહિ, પણ જ્યારે **ચોર આદિ** આવે છે, ત્યારે તે મારે માટે પ્રાણ આપવા તૈયાર થાય છે. હે નૃપેંદ્ર, હે પૃથ્વીભૂષણ, હે રાજેંદ્ર, મારા કરતાં તે કુતરો સારો છે; કારણ મારો સુકો રોટલો ખાઇને પણ તે કેટલો બધો બદલો આપે છે !" તો પછી જે પરમાત્મા, ગર્ભમાં રક્ષા કરે છે, ગર્ભથી બહાર નીકળીએ ત્યારે દુધ આપે છે, અનેક પ્રકારનાં ભોજનદ્રવ્ય દેશ

અમારા જીવનનું હર સમયે રક્ષણ કરે છે તથા જેના સિવાય આપણે આ સંસારમાં પાંચ મિનિટ પણ રહી શકીએ નહિ તેવાં પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ વિગેરે આપે છે, તે પરમાત્માની આજ્ઞાનું પાલન ન કરીએ તો આપણે કુતરા કરતાં પણ ગયા છીએ.

સંક્ષેપમાં પરમાત્માની આજ્ઞાથી આ વ્યાખ્યાનનું અવસાન દાન દઉં છું, કારણ સજ્જન ભકતોને ઇશારો માત્ર બસ છે.

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥




ઉમરેઠ ભટવાડી પોળના નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું અને સ્વામી શંકરાનન્દ સરસ્વતીએ પ્રગટ કર્યું.